॥ ॐ श्री ॥

# श्री साधनसमारंभ



## ૨૫ મહોત્સવ.

સ્થલ: શ્રીસોમનાથ મહાદેવ: ખેડા.

ગુન શુક્લ ૧૫, શુક્રવારથી ફાલ્ગુન કૃષ્ણ ૬ ગુરુવાર પર્યન્ત-સં૦ ૧૯૭૮

### आरंभस्तवन.

પદ ૧ ( પ્રભુ ચરણોમાં રમવું મુજને, એ લય. )

જય અમૃતાત્મન્! જય જય પરમ સુખાત્મન્!
જય પ્રેમાત્મન્! પરમાત્મન્! ૐ......જય૦
સર્વ અવસ્થા-કાલમાં, આપ જ છો આરાધ્ય,
અબાધ્ય સર્વવડે છતાં, સંયમથી જ સુસાધ્ય;
એ સંયમફલને સાધવા, જગ બાધવા, નિજ રૂપ થવા,
યત્નો નવા, કરીએ હવાં,
ત્યાં સહાય થજો ભગવન્! જય૦
અમ સર્વાંશે આપના પ્રકટ થજો સર્વાંશ,
આપથી પૃથક્ અહંતણો, સદ્ય થજો વિધ્વંસ;
અમે પામીને પ્રભુ આપના, સામીપ્યને, સાલોક્યને,
સારૂપ્યને, સાયુજ્યને,
થઈ રહીએ સચ્ચિદ્ઘન; જય૦

## संयमित थवा साधकोने निमंत्रण.

પદ ૨ હોરી.

આવો રે, સંયમ સાધવા આવો,
ફરી ન મળે અવસર આ'વો; સંયમ૦
સ્વચ્છ એકાંતે પ્રદેશે જઈને, આસન સુદૃઢ જમાવો,
શરીરને સુસ્વસ્થ રાખીને, પ્રાણની ગતિ સ્તંભાવો,
ધ્યાન અદ્ભુત લગાવો; સંયમ૦
પ્રભુની પ્રતિમાસમ છો પોતે, એવો ભાવ સ્ફુરાવો,
પોતે પોતાનાથી તૃપ્ત છો, એવું સ્વરૂપભાન લાવો,
શાન્ત નિઃસંકલ્પ થાઓ; સંયમ૦
સંયમસરખું સુન્દર સાધન, પ્રસન્નતાથી સ્હાઓ,
ઉત્થાને પણ નિરોધઅલને, રખે જરીએ ગુમાવો,
મસ્તીમાં મનને મ્હલાવો; સંયમ૦
આત્મભાનવિણ અન્ય કશુંએ, સ્મૃતિમાં ના ઉપજાવો,
ઉઠે અન્ય ચિન્તન તો હસીને, કોમળતાથી વિલાવો,
મંત્રબળ બહુ પ્રકટાવો; સંયમ૦
શ્રીસદ્ગુરુઉપદિષ્ટ સાધને, સંયમસિદ્ધિ કમાઓ,
પરમાનન્દઅનુભવ કરતાં, મહા મુક્તત્વે સ્થપાઓ,
જીવન સાર્થક કરી જાઓ; સંયમ૦

---

## संयम सधाववा श्री गुरुदेवने प्रार्थना.

પદ ૩ ( હે સદ્ગુરો! કરુણા કરી, એ લય. )

ગુરુરાજ ! આજ સધાવજો, મન વૃત્તિઓનો નિરોધ,
જેથી અમારા રૂપની કરીએ અમે કાંઇ શોધ.
સંયમ, સમારંભે ખરો, એકાગ્ર થઈ જો સધાય,
સાર્થક થતું તો આવવું, તવ કૃપાથી ગુરુરાય ! ગુરુ૦

છે સપ્ત દિનમાં મોક્ષને, પામ્યા પરીક્ષિતરાય,
અમથી નિરોધ ન પણ થતો, ને વૃદ્ધ બનતી કાય; ગુરુ૦
જે વેષ સાધકનો ધર્યો, સાચો કરો તે વેષ,
સંયમ સધાવી લઇ જજો, અમને સ્વરૂપપ્રદેશ; ગુરુ૦
જાગ્રતિ સ્વપ્ન સુષુપ્તિમાં, ને સમાધિમાં નાથ !
આપ જ જણાઓ એ પ્રકારે, કરો કરુણાપાત; ગુરુ૦
હે નરહરિ પ્રભુ ! આપનો, જાગ્રત્ રહે સંબંધ,
એવું કરાવી ઉતારજો, જીવભાર જે છે સ્કંધ; ગુરુ૦

શ્રી૦ જ૦ દેવી.

---

## इष्टानुग्रह न समजवाथी समजायली भूलना पश्चात्तापपूर्वक निश्चयना काले थयेला अनुभवनुं वृत्तिनुं कथन.

પદ ૪ (મોહે પનઘટપર નંદલાલ છેડ ગયો રી, એ લય.)

મારો શામ આજ મુજથી રીસાઇ ગયો રી,
રીસાઇ ગયો રી, કયાંહિ છુપાઇ ગયો રી;—
સ્નેહવચને બોલાવી, હેત અતિ હૃદયે લાવી,
નવ બોલી તો અબોલ એ પણ થઈ રહ્યો રી; મારો૦
કૃપા પણ પુનઃ આણી, ભાવભરી દૃષ્ટિ તાણી,
મુજ અભાવ જોઇ ભાવહીન, એય થયો રી; મારો૦
દૃષ્ટિસામે તોય વ્હાલો, તટસ્થતા ભાવવાળો,
નિશ્ચલ જોઈ મને, નિશ્ચલ સ્વરૂપે વહ્યો રી; મારો૦
હવે સખિ હું ન જોતી, વ્યાકુલ થઇ ગોતી ગોતી,
દુઃસહ આ વિરહ કહે કેમ કરી, જાય સહ્યો રી; મારો૦
પ્રેમજ્યોતિ ઝળકતાં, એ નયન સખિ નિરખતાં,
આનંદ થતો ઉર તે નવ જાય કહ્યો રી; મારો૦

મંદભાગી હું અબુદ્ધિ, સમજી ન પ્રેમ લાવી શુદ્ધિ,
રંગરાગનો પ્રસંગ મેં એળે ગુમાવ્યો રી; મારો૦
ઇચ્છું એ પુનઃ મળે, ભાવરહિત તોયે ભલે,
ભેટી જગદીશ ભાવ નિશ્ચય એ અડગ ધર્યો રી; મારો૦

\+ + +

અહા સખિ કિરણ ફુટયાં, આ શાં મનોહારી મીઠાં,
સખિ એ તો એ જ મેં જ અમલ કમલનયન લહ્યો રી; મારો૦
શીતલ સુખકર એ કર, આવી પડંતાં હુંપર;
શાંતિ થતી અવનવી, મુજ વિરહ દહ્યો રી; મારો૦

ચુ૦ જ૦ ઓઝા.

---

## મનોનાશ દુઃખનિવૃત્તિનો માર્ગ છે.

પદ ૫ (વીર કટિ કસજે હાવાં, એ લય.)

આ મન નિર્મૂલ થાતાં, દુઃખ જાતાં.
જ્યાં લગી મનનું ઉત્થાન, ત્યાં લગી છે સંસૃતિભાન,
સઉ શમે, મન અળપાતાં; દુઃખ૦
જવ થઇ રહે મન આ અમન, ક્ષણમાં છૂટતાં બન્ધન,
પ્રભુપદે અનુસન્ધાતાં;* દુઃખ૦
ક્ષણમાં જે દીન બની જાય, ક્ષણમાં તે સ્વામી થાય,
એનાથી ન લોભાતા; દુઃખ૦
મનના સઘળા વ્યાપાર, દ્રષ્ટા થઇને જોનાર,
મન મારી હરખાતા; દુઃખ૦
જે મનનો જાણે વેષ, તે સાવધ રહી હમેશ,
મનપર અંકુશ રહાતા; દુઃખ૦
તેને સુખ દુઃખ સર્વ સમાન, જે મનનું +તિરોધાન—
કરી સ્વરૂપે સોહાતા; દુઃખ૦

---

* જોડાતાં. + ક્ષય.

તેની છે વિશ્વે જીત, જેણે મન માર્યું ખચીત,
તરી પોતે થતો ત્રાતા; દુઃખ૦

પ્રમીલાબહેન.

## વૃત્તિની સાત્વિકતા સદા સેવ્ય છે.

પદ ૬ ( ચિદાકાશવિણુ અન્ય કાંઈ નથી, એ લય. )

સત્ત્વવૃત્તિના ઉદય વિના, નથી થવી *નિતાન્ત શાન્તિ,
સત્ત્વવૃત્તિ છે જગદુપાધિમધ્યે, જીવની પરમ વિશ્રાન્તિ,
સત્ત્વવૃત્તિવિણુ નથી શાન્તિ.
વૃત્તિ સાત્ત્વિકી થતાં, ચિતનો ક્ષોભ નાશ થતો,
સર્વાવસ્થામાંહિ અલૌકિક, સહજાનંદ લહાતો; સત્ત્વ૦
શોકમોહસંભ્રમાદિ વેગો, શિથિલ થઈ જાતા,
અહંભાવ નવ ઉઠે પ્રબલ, જન સત્ત્વવૃત્તિમય થાતાં; સત્ત્વ૦
સત્ત્વવૃત્તિ 'આ કરૂં' 'આ ગ્રહું' એમ, વલખાં ના મારે,
પ્રાપ્તથી રહી સંતુષ્ટ સર્વદા, આશાને જ નિવારે; સત્ત્વ૦
સત્ત્વવૃત્તિમાં ફલની ન ઉઠે, કદી તીવ્ર લાલસા,
છતાં પ્રાપ્ત કર્તવ્યવિષે રહે, સાવધ વીસે વસા; સત્ત્વ૦
દીપજ્યોતિવત્ સત્ત્વવૃત્તિ ઉંચે ઉંચે વાધે,
પ્રતિબંધથી લેપાય ન હિત નિજ, સર્વ પ્રસંગથી સાધે; સત્ત્વ૦
સહુ સ્થિતિમાં સાવધ રહી સાધક, સત્ત્વવૃત્તિ સેવે,
તે જ થઇ કૃતકૃત્ય રહે સન્નિષ્ઠ નરહરિદેવે; સત્ત્વ૦

---

## ઇષ્ટપ્રતિ અનન્યશરણતા ધરનાર વૃત્તિની નિશ્ચિંત સ્થિતિ.

પદ ૭ ( મગને તુજ નિલયનમાં વસજે—એ લય. )

ચિત્ત આ સોંપી મુજ પ્રિયતમને, રહું સંસારે,
હર્ષ ન શોક ન ગમનાગમને, આ વ્યવહારે.

---

* કેવળ.

પ્રભુએ વાળી નિજવિષે, મનપ્રવાહની સેર,
ભોગવું વહાલાસંગમાં, હવે હું લીલાલ્હેર,
સાર્થક કીધો પતિએ શ્રમને; રહું૦
ચિત્ત વહેતું વિષયમાં, તવ હતું કેવું દુઃખ,
અનેક ચિન્તનજાલમાં, મળતું ના સત્સુખ,
વળ્યું તે પ્રભુપ્રતિ ધરી વ્યુત્ક્રમને;* રહું૦
કઠિન વ્રત કીધાં નથી, નથી કીધા ઉપવાસ,
આસન વાળી બળવડે, રોધ્યો નથી કદી શ્વાસ,
બળથી પાળ્યા ન નિત્ય નિયમને; રહું૦
પિયુકેરા રસસ્મરણમાં, બની ગયું પ્રેમાધીન,
ચિત્ત ધરી તાદાત્મ્યને, થઇ રહ્યું રસલીન,
અધમ ત્યજ્યું મળતાં ઉત્તમને; રહું૦
પ્રિયતમની સ્ફુરણાવડે, કરૂં હું મારાં કામ,
બન્ધન તેથી ન કોઈમાં, લહું મને સ્વયં અકામ,
પ્રિયતમપદમાં ગાળી અહમને; રહું૦

**શ્રી જ૦ દેવી.**

---

## હૃદયસ્થ શિવપ્રતિ ઉપાલંભયુક્ત પ્રાર્થના.

### પદ. ૮ ગઝલ.

અરે ઓ હૃદ્દ્કમલવાસી વિકાસી જો નયન તારાં;
આંગણે આવીને ઉભી પ્રેમભરી સમીપ કો તારા.
અરે ઓ પ્રપંચી જાણું હું સઘળાં કામ છું તારાં,
ફસાવી જગત્ આખાને સુતો સુખશયનમાં તારાં.
જાણ્યું તું રૂપનો રાશિ હશે વળી ગુણ પણ તારા,
રૂપ તો તુંથી દૂર જ છે, ન દીસે ગુણ કો તારા.

---

* ઉંધો ક્રમ ધારણ કરીને, અર્થાત અંતર્મુખ થઇને.

ન જાણું તોય શાથી હું ફસી છું પ્રેમમાં તારા,
જગત્ આખું ઓવારી દઉં, ખાતર પ્રેમ એ તારા.
ઝુરૂં છું દિવસ ને રાત્રિ વિયોગે હું સદા તારા,
પોકારી કહું હું તેને, સાંભળે છે કાન ક્યાં તારા.
સૂઝે ના દિશા એકે કે રુચે ના ભોગ વિણુતારા,
લલિત એક લગન લાગી છે ખેલવા અભેદ સંગ તારા.
વહાવી નયન જળધારા કરીશ અભિષેક ઉપર તારા,
થઇને પરમ શિવ! સુપ્રસન્ન શમાવજે કદી હૃદય તારા.

ચુ૦ જ૦ ઓઝા.

## આત્માથી પ્રકાશિત જીવન ગાળવા ઉપદેશ.

પદ ૯ ( ઘટઘટમાં વ્યાપ્યો જોઉં મારો—એ લય. )

ઝગમગ—ઝગમગતું જગે જીવન ગાળ, જીવન ગાળ, જીવન ગાળ રે,
તું તો પ્રકાશિત તણુખો ચૈતન્યઅગ્નિનો જી.
અશક્યતામાત્ર તુજમાં ઓગાળી દેજે રે,
શક્યતા તારામાંહિ સઘળે ભાળ, સઘળે ભાળ, સઘળે ભાળ રે; તું તો૦
નિર્બળતામાત્ર પળમાં ફુંકી તું દેજે રે,
કષ્ટને કૂદી જજે ભરતો ફાળ, ભરતો ફાળ, ભરતો ફાળ રે; તું તો૦
તત્ત્વની સાથે તારો તાર તું સાંધીને રે,
જોતજોતામાં કર્મકાષ્ઠ બાળ, કાષ્ઠ બાળ, કાષ્ઠ બાળ રે; તું તો૦
દીપ્તિ પ્રખર તું એવી તુજમાં *ઉદ્ભાવજે રે,
ઝળકી ઉઠે જેનાથી ચૌદે માળ, ચૌદે ×માળ, ચૌદે માળ રે; તું તો૦
તારા અંતરને દૈવી યજ્ઞકુંડ કરજે જેમાં,
સઘળું હોમાઇ બને એક જ જ્વાળ, એક જ જ્વાળ, એક જ જ્વાળરે; તું તો૦
સ્વયંપ્રભ પૂર્ણરૂપે જીવન ઝળકાવજે રે,
ત્રિલોક કરે કો તારો વાંકો વાળ, વાંકો વાળ, વાંકો વાળ રે; તું તો૦

*પ્રકટાવજે. ×શરીરાન્તર્ગત ચૌદ ભુવનો.

## શ્રેયસ્સાધકને ચિન્તનીય વિચારો.

પદ ૧૦ ( મસ્તકપર મરણુ ઝઝુમે રે—એ લય. )

શું શ્રેયસ્સાધન સાધો રે, કોઇ સાધક હવે વિચારો;
લોલુપતા રહી છે હજુ, જમવાને મિષ્ટાન્ન,
કે આતુર છો પામવા, જ્ઞાનતણાં પકવાન્ન; શું૦
આનન્દ પામો ન્યાળીને, નવાં ગામ ને ધામ,
કે રીઝો જોઇ સંયમી, તનમનઇન્દ્રિયગ્રામ;* શું૦
સરિતાતટપર જઇ અને, ખાતા હશો સમીર,+
સત્ત્વપ્રવાહને પામવા, ગયા શું ત્રિવેણીતીર? શું૦
મારી ગપાટા વાતના, ગાળો છો નિજ કાળ,
અધિક અધિક શું સાધતા અહિં× આવીને દર સાલ; શું૦
વૃત્તિ વિષયે રાખીને, દાયો કીર્તને તાલ,
કે કીર્તનભક્તિ કરી, ભૂલો જગજંજાળ; શું૦
મળી પરસ્પર મંડળી, ભોગવી વિધવિધ મોજ,
કે સાથે મળી સાધી સાધન, કરી સ્વરૂપની ખોજ; શું૦
ચેતો સવેળા આવતો, નિકટ નિકટ આ કાળ,
મનની મનમાં રહી જશે, ખુટતાં આયુષ્કાલ; શું૦
નરહરિપ્રભુ—મ વિશ્વમાં, સદ્‌ગુરુ પામી સમર્થ,
સત્વર શ્રેયસ સાધી લો, સમય ન ગાળી વ્યર્થ; શું૦

શ્રી જ૦ દેવી.

---

## ઇષ્ટાર્થની સિદ્ધિઓ ન અનુભવનાર સાધકવૃત્તિની શ્રીઇષ્ટપ્રતિ વિનીત ઉક્તિ.

પદ. ૧૧ (શું કહું કથની મારી, એ લય.)

મનની મનમાં રહેતી નાથ! મનની મનમાં રહેતી.
સિદ્ધિ ન પ્રતિ હજી લહેતી નાથ! મનની૦

---

*શરીર, મન અને ઇંદ્રિયોનો સમૂહ. +હવા. ×સમારંભમાં.

સત્સાધનઅર્થે કર્તવ્યની, શ્રેણી વૃત્તિ ગ્રહેતી,
પણ તેને સ્થિરતાથી સાધવા, પ્રમાદને નથી દહેતી; નાથ૦
દુઃખાદિને અસત્ય કહે છે, પણ તેને નથી સહેતી,
સત્ય લહે છે જે સ્થિતિઓને, તેને નથી સંગ્રહેતી; નાથ૦
વિવિધ વિષયપ્રતિની આસક્તિ, જરી નવ ઉઠવા દેતી,
જેને પ્રતિકૂલ અનુભવ્યું તેથી, પણ રહેતી નથી ચેતી; નાથ૦
જે રસથી હું ચહું છોડવવા, તે રસ અધિક જ લેતી,
વિવેક વિસરી અજ્ઞ બનીને, ખાંડ જુએ, જ્યાં રેતી; નાથ૦
સત્ય કહું પ્રભુ ! આ સ્થિતિ જોતાં, અશ્રુધારા વહેતી,
સમજીને સર્વજ્ઞ આપને, ઝાઝું કંઇ નથી કહેતી; નાથ૦

---

## પ્રભુમાં સર્વસ્વ જોનાર અન્તઃકરણના ઉદ્ગારો.

પદ ૧૨ ( ઇષ્ટનામ વહાલા નિત્ય મુખે—એ લય.)

પ્રીતિપાત્ર આ ભુલાયાં પ્રભુવહાલમાં જો,
જીવત્વચાલ ગઇ ચાલતાં પ્રભુચાલમાં જો; પ્રીતિ૦
દુઃખ તેને, રમે (જે) વિષયપ્રીતિપાળમાં જો,
મેં તો મૂકી છે મર્યાદા તેની હાલમાં જો; પ્રીતિ૦
અન્ય ચિન્તનો છૂટયાં છે ઇષ્ટખ્યાલમાં જો,
પાકું તાળી પ્રભુસાથે પ્રભુતાલમાં જો; પ્રીતિ૦
સમવૃત્તિ છે સુકાળ કે દુકાળમાં જો,
નથી સ્નેહ મારે સ્વર્ગે કે પાતાળમાં જો; પ્રીતિ૦
લાગી લગની મારા નિત્યના પ્રતિપાલમાં જો,
જોઉં હું સર્વસ્વ મારૂં દીનદયાળમાં જો; પ્રીતિ૦
હવે ક્યાંથી હું ફસાઉં જગજાળમાં જો,
રહું મુક્ત પ્રભુસંગસહ ત્રિકાળમાં જો; પ્રીતિ૦

શ્રી જ૦ દેવી.

---

## सन्मार्गगामी थवा जीवन सूचन,

પદ ૧૩ ( દરબારી કાનડો. )

ક્યારે પ્રભુઅભિમુખ જીવ ! થાશે.
વિષયાસક્ત મટી તું ક્યારે, પ્રભુઆસક્ત ગણાશે; ક્યારે૦
મોહ ધરી ધાતો સંસારે, ક્યારે પ્રભુપ્રતિ ધાશે,
ધ્યાતો દશ્યતણાં દર્શન તે, અદશ્ય ક્યારે ધ્યાશે; ક્યારે૦
અવગુણકથન ત્યજી જિહ્વાથી, ક્યારે ગુણ તું ગાશે,
જડચિંતન કરતો તે છોડી, ક્યારે સ્વરૂપ ચિંતાશે; ક્યારે૦
જગતસ્નેહરસપાન ત્યજી ક્યારે, પ્રભુનો સ્નેહ પીવાશે,
જીવે ભોગઅર્થે તે ક્યારે, પ્રભુને અર્થ જીવાશે; ક્યારે૦
કષ્ટથી કાયર ! કષ્ટઉપર તુંથી, ક્યારે પગ મૂકાશે,
પડતો પાછળ સાધનમાં તે, આગળ કદા પળાશે; ક્યારે૦
જીવભાવ ટળી તુજમાં ક્યારે, પ્રભુભાવ ઉભરાશે,
જીવનમાં જોઉં વાટ તું ક્યારે, જીવ મટી શિવ કહેવાશે; ક્યારે૦

**પ્રમીલાબહેન.**

---

## शूरा साधके संसारमां कायर थवा प्रयोजन नथी.

પદ. ૧૪. (હો ભાઈરે, શાંતિ પમાડે તેને સંત કહીએ, એ લય )

હો વીર રે, સંસારથી ના કાયર આમ થઈએ,
અલ્યા, આપણે પ્રભુના બાલ છઈએ; હો વીર રે;
સંસાર અનુભવશાળા છે આપણી,
તેને તે કેમ છોડી દઈએ,
છૂપા—અણછૂપા રહી પાઠ પ્રભુ શીખવે,
શીખીએ તો શાણા થઈ જઈએ; હો વીર૦
અહંમમત્યાગનું શિક્ષણ જેવું ત્યાં,
મળતું તેવું ન બીજે કહીએ,

આંતર બળકેરી કસોટી કરવાનું,
સાધન સંસારને કહીએ: હો વીર૦

સંસાર એ તો અખાડો છે વીરનો,
ટક્કર ત્યાં વીરથું લઇએ,
સાવધ થઇને એ જંગ જો ન જીતીએ,
પામર પશુ તો ગણાઇએ; હો વીર૦

પોતાથી પોતાને વશ રાખવાની,
કળ જો ગુરુથી ગ્રહીએ,
તો તો સંસારને દૈવી વિમાન જાણી,
તેમાં આનન્દે ઝુલી રહીએ; હો વીર૦

સાધન સાચાં નથી સાધતાં આપણે,
તેથી સંસારે દુઃખ લહીએ,
સંસારને જાણે ભોગના ભુવનસમ,
તેને તો દુઃખ રહે છે હૈયે; હો વીર૦

સર્વ પ્રસંગમાં દષ્ટારૂપ રહેવાની,
યુક્તિ જો આપણે કમાઇએ,
તો તો સંસારસમી સારરૂપ વસ્તુ,
ત્રણ લોકમાં ન બીજી કંઇએ; હો વીર૦

—:o:—

## अनुभवपूर्वक गुरुकृपामाहात्म्यनुं कथन.

પદ ૧૫ (ઉજળું થયું રે મનડું—એ લય.)

કૃપાથી ચઢી રે મૂર્ધે, કૃપાથી ચઢી,
મારા ગુરુની કૃપાથી, હું તો મૂર્ધે ચઢી.
તળેટીમાં રમણીયતાને ભાળી હું ખેલતી,
ઓચિંતી ગુરુની મૂર્તિ થઈ ત્યાં ખડી; મારા૦

કહ્યું: રમે શું તું નીચે, રહ્યું સુખ ઉંચે,
પ્રયત્ન કરી ત્યાં ચઢ જ્યાં ગુરુની મઢી; મારા૦
શુણતાં પલટાયાં મારાં મન ચિત્ત બુદ્ધિ,
જડી, મંત્ર જપતાં જપતાં મુર્ધ–વાટડી; મારા૦
ષટ્ચક્રો વેધીને ત્રિવેણીમાં નાહીને,
અજરામરચક્રનિકટે આવી અડી; મારા૦
ગુરુએ કહ્યું'તું એ સ્થળ પ્રભુની મઢી છે,
શોધતાં ધ્યાને તે તો સહજે જડી; મારા૦
જોતાં આશ્ચર્ય પામી ગુરુને પ્રભુરૂપે ત્યાં,
સમર્પી અહમમ મારૂં ચરણે પડી; મારા૦
મારો ને સદ્ગુરુકેરો અભેદ અનુભવ્યો,
જાગ્યું છે સઉમાં વાર્તા કૃપાની વડી; મારા૦

શ્રી જ૦ દેવી.

---

## आंतर अनुभव.

પદ ૧૬ ( વિસારી ચિદાત્મા પોતાનું, એ લય. )

અંતરના, ઉંડાણે, ઉતરતાં, આશ્ચર્ય ! આ શું હું લહું,
મારાં જૂનાં ને નૂતન અણુએ અણુંથી, પલટાતો મુજને જોઇ રહું.
પલટાતો, પલટાતો, પલટાતો, પલટાતો મુજને જોઇ રહું.
જે ચિંતન, જે વર્તન, જે દર્શન, મેં સત્ય જાણ્યાં બાહ્યમાં,
તેને જોતો હું પામતાં પરિવર્તન, શમતાં આત્માની છાંયમાં,
આત્માની, આત્માની, આત્માની, આત્માની શમતાં છાંયમાં.
વિનાશી, વિકારી, વસ્તુઓ, જે આંખો મારી ન્યાળતી,
તેજ આંખો અંતરમાં આવી ઠરતાં, અવિનાશી વસ્તુ ભાળતી,
અવિનાશી, અવિનાશી, અવિનાશી, અવિનાશી વસ્તુ ભાળતી.
જ્યાં ક્લેશો, ને કષ્ટો, ને મૃત્યુનાં ભાન સ્થાયી ઉઠતાં,

તે મન વૃત્તિ અંતર આજે આનન્દે, આવી અમરત્વે જુડતાં;
અમરત્વે, અમરત્વે, અમરત્વે, અમરત્વે આવી જુડતાં.
હું શબ્દે, જ્યાં જીવ હું, એ નિશ્ચય, બહિર્મુખતામાં વ્યાપતો,
થાતાં અતર્મુખ હુંને બ્રહ્મરૂપે, અંતરમાં સહજે સ્થાપતો,
અંતરમાં, અંતરમાં, અંતરમાં અંતરમાં સહજે સ્થાપતો.
અપૂર્ણત્વ, અલ્પત્વ, પરતંત્રત્વ જેમાં હું ન્યાળતો,
તેથી વિપરીત સર્વ અંશ ન્યાળું, હુંમાં ને તેમાં હાલ તો,
હુંમાંને, તુંમાં ને, તેમાં ને, ન્યાળું પૂર્ણત્વ હાલ તો.
એવા આ અંતરના પ્રદેશે, પ્રવેશો વહાલા બંધુઓ !
જ્યાં જ્યાં જોતા હશો હાલ રણને, ત્યાં વહેતા જોશો સિંધુઓ,
ત્યાં વહેતા, ત્યાં વહેતા, ત્યાં વહેતા, ત્યાં વહેતા જોશો સિંધુઓ.

---

## स्मरणभक्तिवडे गुरुस्वरूप अनुभववा साधकोप्रति बोध.

પદ ૧૭ ( આજે કરુણાનું દાન પ્રભુ દેજો, એ લય. )

હે આજે સ્મરણભક્તિને ઉર સાધી, ગુરુદેવને પીછાણો,
હે છોડી સાંસારિક સ્નેહનો ઉપાધિ, ગુરુદેવને પીછાણો.
સંયમથી મંત્રજાપે સ્મરણમાંહિ વહેજો,
ઇષ્ટવિષે સતત અનન્યાસક્ત+ રહેજો,
અન્ય સ્મરણ આવતાં ઝટ બાધી, પ્રભુસ્મરણે વૃત્તિ તાણો; આજે૦
પ્રભુસ્મરણવડે સાચો, પ્રભુઅનુગ્રહ થાતો,
સંસૃતિના વહેણમાંથી, પાર ઉતરી જાતો,
હરઘડી ગુરુમાં મન સાંધી, પરમ પ્રેમ આણો; આજે૦
સ્મરણમંત્ર મોટો જે આકર્ષે ઇષ્ટને,
ભાગ્યને ઉઘાડી વિલાવે અનિષ્ટને,
માટે પ્રભુને આરાધી, ખોલો સુભાગ્યખાણો; આજે૦

---

+ કેવળ એકમાં-પ્રીતિવાળા.

સ્મરણભક્તિ સાધી પ્રહ્લાદસમ થાઓ,
હૃદયસ્તંભમાંથી નરસિંહ પ્રકટાવો,
જે પ્રભુ છે આદિ અનાદિ, ભગી તેમાં મોજ માણો; આજે૦
શ્રી જ૦ દેવી.

---

## मतिने तत्त्वस्पर्शी राखवा प्रबोध.

પદ ( ૧૮ નિર્મલ કર તારી વાણી, એ લય. )

મતિને ચિતિમાં રમાડો, કદી તત્ત્વસ્મૃતિથી તેને ન છૂટી પાડો.
ચિન્તનમાત્રના વિષયવિષે, તત્ત્વવ્યાપકતા દેખાડો; કદી૦
અન્યથી નિરસતા ઉપજાવીને, રસ ચિતિચિન્તને જગાડો; કદી૦
તત્ત્વચિન્તન ઉદ્ધરણમાર્ગ છે, જગચિન્તન જાણો ખાડો; કદી૦
બ્રહ્માસ્મિના અખાડાવિષે, ફરી ફરી તેને પછાડો; કદી૦
સ્વરૂપભાનના પ્રખર વાદ્યને, મતિમાં અખંડ વગાડો; કદી૦
દૃશ્યની કેડ્ જવા તત્ત્વની, જડીબુટ્ટિને સુંઘાડો; કદી૦
અન્યમાં જતી જોઇ આરંભમાં જ, તત્ત્વનો પટ લાવો આડો; કદી૦
તત્ત્વમાં તરબોળ થાતાં મતિ, દુઃખ નહિ લહે કોઇ દહાડો; કદી૦
ઉપેન્દ્રસ્વરૂપમાં સ્થાપી મતિ, સ્વર્ગનાં દ્વાર ઉઘાડો; કદી૦

---

## नित्य विषयचिन्तन करनार जीवने चेतवणी.

પદ. ૧૯ ( એળે ચાલ્યું, એળે ચાલ્યું—એ લય. )

નિત્ય શું બોલે, નિત્ય શું બોલે રે, વિષયની વાત શું બોલે રે,
તને હજી લાગતો કાં નહિ થાક, થયો હવે ઉમરનો પરિપાક; વિષયની૦
રમતાં વિષયમાં વહી ગયો, આખા જીવનનો કાલ,
આયુષ્યના તડકા છે બે ઘડી, જપી લે તું જગપાલ; વિષયની૦
'ભોગવ્યું તે આપણું બાપનું'વદી, ભોગવે વિષયો નિત્ય,
પણ નથી મૂર્ખ ! તેં જાણ્યું કે તેથી, કેવું થયું છે અહિત; વિષયની૦

ગુપ્ત રીતે કર્મસત્તાધિપતિનો, પડતો જીવોપ્રતિ માર,
ચુરેચુરા તારા અણુઅણુના થતાં, શુણુશે ન કો પોકાર; વિષયની૦
સત્કર્મ પૂછશે તારૂં પ્રભુ ત્યારે, દઇશ તું ત્યાં શું જવાબ,
ક્યાંથી અમૃતપાનઅનુભવ કરશે, સંઘર્યો જો તેં શરાબ; વિષયની૦
ચાર દિવસનાં ચાંદરણાજેવું, જાણુ આ દશ્યનું સુખ,
એમાંથી પ્રીતિ ઉઠાવી લે તારી, થઇને પ્રભુઅભિમુખ; વિષયની૦
ચેતીને મૂકીને વાત વિષયની, કરીને તત્ત્વની વાત,
સમજીને કલ્યાણુ કાયાનું કરી લે, ભજીને **શ્રીનરહરિનાથ.** વિષયની૦

**શ્રી જ૦ દેવી.**

---

## સદાસર્વદા સમસ્થિતિમાં રહેવા મનપ્રતિ શાન્તવચન,

પદ ૨૦ ( જાગજો જીવનનિધે, એ લય. )

શાન્ત હો મન ! શાન્ત હો,
નિર્લેપ ને નિર્ભ્રાન્ત હો,
સમસ્થિતિમાં રહેવું એ વ્રત તારૂં આમરણાન્ત* હો.
આત્મજન કે શત્રુના જવ શબ્દ માર્મિક તું શુણે,
હૃદય વીંધાવાસમો આવે સમય તે જ ક્ષણે— શાન્ત હો૦
કોઇ પ્રાણઘાતક વ્યાતકરસહ દૃષ્ટિથી દૃષ્ટિ મળે,
ઉર વજ્રસમ આઘાત થાવા સમય આવે તે પળે—શાન્ત હો૦
લૌકિક અલૌકિક મોહના, જ્યારે પ્રસંગો આવતા,
તેમાંહિ તલ્લિન થવાને ઉરમાંહિ વિહ્વલતા થતાં—શાન્ત હો૦
ક્રોધ ભય કે શોક ચિન્તાદિ વિકારો અવનવા,
ઉઠે ઉરમાં પ્રબળતાથી ત્યાં જ તેહ દબાવવા—શાન્ત હો૦
સંસારની વિધવિધ અનુકૂળતા કદી કદી ભાળતાં,
હર્ષના ઉદ્રેક× ઉઠવા જાય ત્યાં સાવધ થતાં— શાન્ત હો૦

---

* મરણુ સુધી. × હર્ષનું અતિશયપણું.

તારી અનુભવદૃષ્ટિમાં દૈવી ગુણૈશ્વર્યો રમે,
તેનું અહં ઉર ઉપજતું ભાળે તું મન ! તેવે સમે—શાન્ત હો૦
હર્ષ શોકથી રહિત રહેજે જીતતાં કે હારતાં,
રાગદ્વેષાદિ વિકારો જીવનમાંથી વિસારતાં— શાન્ત હો૦
સમસ્થિતિમાં રહી ચઢવા ઉન્નતિગિરિશૃંગમાં,
સર્વ કાળે, સર્વ વસ્તુ અને સર્વ પ્રસંગમાં— શાન્ત હો૦

---

## આત્મગુંજન

પદ. ૨૧ (ચિંતિતત્ત્વમાં ચિત્ત મારૂં રમે છે, એ લય.)

અંતર થતું એ જ ગુંજન, સદા રમ્ય, ચિદાનંદરૂપઃ શિવોહં શિવોહં;
વ્યાધિ શરીરને તાવી રહ્યા હો, આધિ હૃદયને તપાવી રહ્યા હો,
ઉપાધિ શાંતિ ચળાવી રહ્યા હો, ચિદાનંદ રૂપ : શિવોહં શિવોહં;—
વૈરી ભલે કટુ વાક્યો વદંતાં, સ્નેહીતણાં મર્મબાણો પડંતાં,
અંતર છતાં એ આવી વિંધંતાં, ચિદાનંદરૂપઃ શિવોહં શિવોહં;—
રાગે હૃદય આ રંજિત થતું હો, દ્વેષે કદી વળી ખંડિત થતું હો,
મોહે અતિ જો કે પીડિત થતું હો, ચિદાનંદરૂપઃ શિવોહં શિવોહં;—
સંપત્તિ સઘળી ચાલી જતાંએ, સંબંધ પ્રિય જનના છુટતાંએ,
ચોરાદિ આવી ઘર લુટતાં એ, ચિદાનંદરૂપઃ શિવોહં શિવોહં;—
ક્ષુધાર્ત સ્થિતિમાં દિન ગાળતાં એ, વસ્ત્રોરહિત શીતલે સહતાં એ,
ભૂમિશયન નિત્ય કરતાં છતાં એ, ચિદાનંદરૂપઃ શિવોહં શિવોહં.—
અનુકૂલ પ્રતિકૂલ સર્વ સ્થિતિમાં, આરૂઢ ગુંજન રહ્યું એ વૃત્તિમાં,
શાંતિ અભયની રહી છે ન સીમા, ચિદાનંદરૂપઃ શિવોહં શિવોહં;—
થાતી પ્રલયમેઘની ગર્જના કે, અગ્નિપ્રલયનો હવે વર્ષતાંએ;
બ્રહ્માંડ ડોલતું દેખતાંએ, ચિદાનંદરૂપઃ શિવોહં શિવોહં;—
જગતના વિવિધ આ ક્ષુદ્ર પ્રસંગો; પ્રકૃતિકેરા વળી અન્ય રંગો,
ભાસે સ્વરૂપ મુજ કેરા તરંગો, ચિદાનંદરૂપઃ શિવોહં શિવોહં;—

સ્વરૂપે સદા એ સ્થિતિને કરાવે, ચમત્કૃતિ કંઇ અનંત જણાવે,
ગુંજો અખંડિત અનુભવે આવે, ચિદાનંદરૂપઃ શિવોહં શિવોહં;—

ચુ૦ જ૦ ઓઝા.

## स्वरूपदर्शनातुर उपासककी तत्त्वजिज्ञासा.

પદ ૨૨ ( નિજ મન્દિરે વસીને વહાલો—એ લય. )

મને આજ દયા દાખવી કો સ્વરૂપ બતાવે,
તેને પાયે લળું જે જીવત્વભ્રાન્તિ ભુલાવે; મને૦
મુજમાંહિ એહ વ્યાપક તો એ અનુભવે ના'વે,
કદી જોવા કરૂં યત્ન તો અવિદ્યા અટકાવે; મને૦
ધરૂં ધ્યાન એનું તો એ ધ્યાન વૃત્તિ છટકાવે,
વહું સ્વરૂપવિચારે ત્યાં મન વિષય સ્મરાવે; મને૦
વળી બુદ્ધિ 'જીવ છું' એ નિશ્ચય સામો સ્થપાવે,
અહંકાર અહં જીવત્વમાં અધિક દૃઢાવે; મને૦
સર્વ ભેગાં મળી અંતરે ખળભળાટ કરાવે,
રહું સર્વથી હું હારી એ જ્યાં નિત્ય સતાવે; મને૦
બળ જ્યાં સુધી છે એમનું ત્યાં લગી ન કંઇ ફાવે,
થાય ધાર્યું, સઉને પલટવાનું જ્ઞાન જો આવે; મને૦
બ્રહ્મવિદ્ જગે જે હોય તેને પ્રાર્થું હું ભાવે,
સંસારમાં સ્વરૂપે સ્થિત, કરાવો હાવે; મને૦

શ્રી જ૦ દેવી.

## साधक छतां इष्टेच्छाने अधीन वर्तनार साधकना श्रीइष्ट-प्रति संतोषवचनो.

પદ ૨૩ ( ગઝલ )

આનન્દ છે આનન્દ છે, મારા પ્રભો ! આનન્દ છે,
જ્યાં આપ શિરપર ગાજતા ત્યાં ક્યાં પછી આક્રન્દ છે.

જ્યાં નિત્ય મુક્ત સ્વતંત્ર આપની સાથ ઉર સમ્બન્ધ છે,
ત્યાં આ જીવત્વતણી દશામાં, પણ પ્રભો ! આનન્દ છે.
જે આપનાં આપ્યાં ઉપાધિ-કષ્ટકેરાં વૃન્દ છે,
તો આપકેરી એ પ્રસાદી ચાખતાં આનન્દ છે.
છૂટવા મથું એ સ્થિતિથી ન જ્યાં ઉન્નતિનો ગન્ધ છે,
પણ ચહો જો રાખવા ત્યાં, તોય પણ આનન્દ છે.
એવે સ્થળે રાખો મને જ્યાં દ્વાર સુખનાં બન્ધ છે,
એ દ્વારને દેનાર તાળું (જો) આપ તો આનન્દ છે.
ચહું યત્ને તે પદ પામવા જે અનુભવનો કંદ છે,
આપ જ પછાડો ત્યાંથી તો પડવામહિં આનન્દ છે.
જ્ઞાનાદિ દૈવી પામવા મુજને ઘણોએ છંદ છે,
આપ જ ન દેવા ચહો તો અજ્ઞાનમાં આનન્દ છે.
નથી જોઈતું મારે સ્વયત્નનું ફલ ભલે અત્યન્ત છે,
દો આપ જે ઇચ્છા કરી તેમાં મને આનન્દ છે.
જે આપ દેશો તેહ મારે નિત્ય શિરસાવન્દ્ય છે,
દીધેલ આપનું ભોગવ્યે, આનન્દ-અત્યાનન્દ છે.

---

## વૃત્તિને સુધારવા વિજ્ઞપ્તિ.

પદ ૨૪ (મને સ્હાય કરશે મુરારી રે, એ લય.)

મારી વૃત્તિ સુધારો વિકારી રે, પાઇ પર્યાપ્ત કરુણામૃતવારિ.
થાકી ને હારી, હું રહી છું પોકારી, મારી વિનતિ લો સત્વર
સ્વીકારી; મારી૦

એને અદ્યાપિ સખી માનીને સંઘરી, જાણી મુજ હિત સાધનારી,
સર્પિણીસમ એ નઠારી,
પીને પય એ જ ડંખનારી; મારી૦

કંઇ કંઈ પ્રીતિ અને આશાપાશે બાંધી જ્યાં ત્યાં મને દોરનારી,
મધ્યે આવી, છેહ દઇને
દુઃખને ખાડે ફેંકનારી;　　　　　મારી૦
મારી પોષેલી આજ સ્વામિનીસરખી થઈ, મારા પર સત્તા પ્રસારી,
ખોટે માર્ગે લઇ જનારી,
આણીને આંખે અંધારી;　　　　　મારી૦
નિર્ભય નિઃશંક થઇને વર્તે ત્રિલોકમાં, માત્ર આપનાથી ડરનારી.
વહારે ચઢજો રંક ધારી,
નહિ તો છે ભુંડી થનારી;　મારી૦

પ્રમીલાબ્હેન.

---

## अवाक् आत्मानी वाणी.

પદ. ૨૫ ( સ્નેહ તો કરો રે, એ લય. )

કોઇક લહ્યો રે મુજને કોઈક લહ્યો,
જગમાં, સત્ય સ્વરૂપે મુજને કોઇક લહ્યો;
અંતર રહ્યો, હું સહુના અંતર રહ્યો,
હું હું બોલું હું તોએ સહુના અંતર રહ્યો;—
ઈંદ્રિયદ્વારા ભોગવે મન વિષયાદિ,
સમજવિનાના મૂર્ખે વિષયી કહ્યો;　　　　જગમાં૦
નિર્વિકારી હું નિત્ય શુદ્ધ છતાં એ,
વિકારીદષ્ટિએ મુજને વિકારી જોયો;　　　　જગમાં૦
મુક્ત સદા હું પણ વળી પામર મુમુક્ષુનો,
આરોપ મિથ્યા મુજપર લાવી ધર્યો;　　　　જગમાં૦
કર્તા અકર્તાપદથી હું છું નિરાળો,
મર્મ શું સમજે જે ના મુજ રૂપ થયો;　　　　જગમાં૦

કાલનો કાલ મહાકાલ તથાપિ,
કાલના મુખમાં જુએ મુજને વહ્યો; જગમાં૦
ત્રિભુવનવ્યાપક હું છું મોટો મહતથી,
દેખે શું પણ જો ના અંધકાર ગયો; જગમાં૦
સચ્ચિદાનન્દ મુજ સ્વરૂપ ન જાણી,
જડ દુઃખ માની જીવે માર સહ્યો; જગમાં૦
સ્વયંપ્રકાશ ચિદ્જ્યોતિ પ્રકાશું,
અનુભવી શકે જેણે ઉપાધિ દહ્યો; જગમાં૦
અવાક્ છતાં હું વાણી વદીને જણાવું,
ભ્રાન્તિ ત્યજી તેણે મુજને અનુભવ્યો; જગમાં૦
અખંડૈકરસ ચિતિઘન માત્ર છાયો,
ત્રિકાલ એ અનુભવ અંતર રહેશે ઠર્યો; જગમાં૦

ચુ૦ જ૦ ઓઝા.

---

## प्रभुप्रति याचकताने स्वधर्मरूपे स्वीकारनार साधकना प्रभुप्रति वचनो.

પદ ૨૬ (ચાહે પાળો કે ન પાળો—એ લય.)

મને પ્રભુ! આપો કે ન આપો, મારૂં માગવું નહિ મૂકું.
આપો, ના'પો, મારૂં માગવું૦
વ્રત છે અયાચક મારૂં બીજે, તમસમીપે તો યાચવું ઇચ્છે,
આવી ચરણે હું ઝુકું; આપો ના'પો૦
બીજા માગ્યું આપે પ્રતિક્ષણ, ધારી સ્થિતિમાં સ્થાપે તોપણ–
પર સંપદપર હું થુકું; આપો ના'પો૦
ધક્કા તમ દરબારે ખાતાં, મળશે મનમાન્યું ઓચિંતા,
વાત એ નહિ ચુકું; આપો ના'પો૦

સુખ સમગ્ર છે આપની પાસે, એ લઈ આવી છું પ્રભુ! આશે,
કદી ન હાવે છટકું; આપો ના'પો૦
હારશો અન્તે આપ હું જાણું, દયાળુ છો નિશ્ચય એ માનું,
ટુકડો દો લઈ ભુખું; આપો ના'પો૦
નરહરિ! જો કકળાટ ન આવો, ગમનો તો દાતા ઝટ થાઓ,
મળતાં આંગણે ન ટકું; આપો ના'પો૦

શ્રી જ૦ દેવી.

---

## સાધનહીન જીવની દુર્દશા છે.

પદ ૨૭ (દીનાનાથ દયાળ નટવર, એ લય)

સાધન ન બનશે જીવનમાં, તો શી થશે તારી વલે,
છે વિકટ આ વિશ્વમાજી, ભલભલાને ગુંચવે.
વિના સાધન યુકિત નિશ્ચય, જાણ જય છે આજને; સાધન૦
સાધ્યાં હશે સાધન નહિ તો, આધિવ્યાધિ ઉપાધિનાં—
દુઃખો ન છુટશે લેશ તુજ તું, માથું પટકી મરે ભલે; સાધન૦
પૂર્ણ શકિત વાપરી તુજ ઇષ્ટસાધન ના કર્યાં;
તો બધિરના પણ બધિર એ પ્રભુ, જાણજે નહિ સાંભળે; સાધન૦
સાધનવિના છૂટીશ નહિ, બન્ધનથી તું કદી, જ્યાં સુધી;
સંસ્કારકેરૂં જોતરૂં વળગ્યું હશે તારે ગળે; સાધન૦
તેત્રીસ કોટિ દેવ બ્રહ્માંડે રહ્યા છો સભર ભરી,
પણ વિના સાધન ન તારી સહાયે કોઇ આવી મળે; સાધન૦
સહુથી મોટો ને કૃપાલુ દેવ સાધન જાણજે,
તેની સિદ્ધિ થઈ પછી તો સર્વ કાંઇ સહજે ફળે; સાધન૦
સાધ્ય, સાધનદેવને કર, એ જ વાત રહસ્યની,
પામ્યો અનુભવ જે હું તેને, આ કહ્યો તુજ આગળે; સાધન૦

---

## इष्टने नित्य प्रकट जोवा इच्छती वृत्तिनुं कर्तव्यचिन्तन.

પદ ૨૮ (જોવું છોડીને કાળું—એ લય.)

જોવા રૂપ રસાળું, પ્રભુમન્દિરે હાલું, મૂકી જગની જંજાળો,
જ્ઞાનલટકે હું ચાલું, નામ પ્રિતમનું વહાલું, જપતાં જાઉં જ્યાં વહાલો.
જાઉં જ્યાં વહાલો, જેનો ન્યારો છે ચાળો; મૂકી૦
સઘળે એ જ વસે છે તો એ, જોવા રૂપ સુન્દર સાકાર,
હૃન્મન્દિરમાં ધ્યાને પ્રવેશું, ભક્તિથી થઈ એકતાર,
જીવબુદ્ધિને ટાળી, જઇશ હું ચાલી; જોવા૦
તત્ત્વદૃષ્ટિના કરતાં માનું, સંયોગે સુખ છે જ અધિક,
શર્કરારૂપ બનવું એ કરતાં, લેવી તેની મિઠાશ એ ઠીક,
મુખ પ્રભુકેરૂં હસતું, જોવા મન આ ધસમસતું; જોવા૦
બનીએ ભક્તિથકી ભક્ત તો, જગમાં વશ રહેતા ભગવાન્,
સુખે સુવાતું, નિશ્ચિંત ફરાતું, કરતાં પ્રભુપ્રીતિરસપાન,
જાઉં વાર્તા એ જાણી, થઇને નિર્માની; જોવા૦
દર્શન થાશે, પ્રભુત્વ મળશે, અન્તે સાયુજ્યમુક્તિ થાય,
તો પછી બ્રહ્માસ્મિમાં પડીને, કોણ શુષ્ક જ્ઞાને અથડાય,
ઈશઐશ્વર્ય નિરખી, રહીશ ત્યાં હરખી; જોવા૦

શ્રી જ૦ દેવી.

---

## आसक्त चित्तनुं इष्टने निवेदन.

પદ ૨૯ (જાય છે જાય છે જાય છે રે, એ લય.)

થાય છે થાય છે થાય છે રે,
પ્રભુ ! મન તો ઘણુંએ થાય છે.
બ્રહ્માંડ ભેદીને પાર પ્રવેશીને,
બેસું જ્યાં કોથી ના અવાય છે રે; પ્રભુ૦
ઉચ્ચ લોકલોકાન્તર જોવા ને તેને વળી,
તુચ્છ ગણવાને વૃત્તિ ચ્હાય છે રે, પ્રભુ૦

અલૌકિક સિદ્ધિ ને શક્તિઓ ગ્રહું વળી,
સહુના વિરાગે મન લોભાય છે રે; પ્રભુ૦

ઇચ્છું બળ એવું જેથી પોતાની પારકાની,
મૃત્યુની લ્હાય ઓલવાય છે રે; પ્રભુ૦

કશાથી ન લોભાઉં કે દોરવાઉં એવા,
આત્મબલે ચિત્ત દોરવાય છે રે, પ્રભુ૦

ભક્તિ સાધી આપનું દિલ પાણી પાણી કરૂં,
એવી ઇચ્છાએ ઉર છવાય છે રે; પ્રભુ

ત્રિભુવન વશ વર્તાવું ગોગબલે એવું.
વાસનાનું સ્ફુરણુ પણુ જણુાય છે રે; પ્રભુ૦

અને વળી કદી ચહું અપરોક્ષ બ્રહ્મભાન,
કામના કશી ન જ્યાં જરાય છે રે; પ્રભુ૦

શું શું કહું ને પ્રભુ શું શું કહું નહિ,
આપને અજ્ઞાત નહિ કાંય છે રે; પ્રભુ૦

ઇચ્છાનો તો નથી પાર પણુ સાધનની,
એકે પ્રવૃત્તિ ન સધાય છે રે; પ્રભુ૦

તો પણુ નિરાશ થાઉં કેમ નરહરિ ! જ્યાં,
સર્વાર્થપ્રદ આપ સ્હાય છે રે; પ્રભુ૦

---

## भाविविकासने अर्थे व्यतीत जीवननुं चिन्तन हितकर छे.

પદ ૩૦ ( આખું જગત્ જકડાઇ રહ્યું મોહપાશમાં—એ લય. )

જોજો આત્મજીવનના* ભૂત ઇતિહાસમાં,
સાંખ્યું સાચું કે ધુમ્યા વિલાસમાં; જોજો૦

ભૂત અનુભવે ચાલુ કાર્યને સુધારો,
વર્તમાનકાર્યે ભાવિઉન્નતિ વધારો,
ભૂતનું વિચારી, આ જીવન સુધારી,
ઉચ્ચતર બનો આ ચાલુ અવકાશમાં;+ જોજો૦

---

* પોતાના જીવનના. + વર્તમાનકાળમાં.

ભૂતકાલના અનુભવે ઘડજો ભાવિ શ્રેષ્ઠ,
શ્રેષ્ઠ સ્થિતિમાં પેસવું, ભૂલી જવું ભૂત નેષ્ટ;
તત્ત્વને વિચારી, આ વાસનાને મારી,
ધૈર્ય સદા ધારી, વડો વીર! વેગે સુયત્ને ઉલ્લાસમાં,
અને તમસમાંથી આવી રો' પ્રકાશમાં; જોજો૦

શ્રી જ૦ દેવી.

---

## कर्मग्रन्थीने निवृत्त करवा इष्टने स्तुति.

પદ. ૩૧ ( ભક્તિ તો જેને ભાવી રે, એ લય. )

તોડાને કર્મકાડી રે, વિનવું તમને વિશ્વપતિ.
છૂટે ના એ તો કોથી રે, સંગીન છે એ જબરી અતિ.
સંગતિ શાસ્ત્રોના સહવાસે, કરૂં જ્યાં કંઇ સુવિચાર,
ત્યાં એ કોડીમાંથી નીકળી આવે, વિપરીત કો સંસ્કાર,
નિશ્ચયથી ડગાવી રે, ભ્રષ્ટ કરે મન ને મતિ; તોડાને૦
આપ સ્મરણરસમાં લીન થાવા, જઇ બેસું એકાંત,
કર્મ ત્યાં કો મુજ આવીને આડું, કરી દે મને અશાંત,
એવી એ કર્મસત્તા રે, ટાળું પણ ના ટળતી; તોડાને૦
પ્રાતઃસમે ઉઠી શાંતિથી સાધું, પરમાર્થ કે વ્યવહાર,
મધ્યાહ્ને કાંઈ દેખું અવનવો, કર્મતણો ચમકાર,
મુજ અંતરની સ્થિતિને રે, ક્ષણમાં કરી દે ઉંધી છતી; તોડાને૦
કાંઈ કાંઇ અનુભવે માનું હું આવ્યો, અંતરે સાચો વિરાગ.
ઓચિંતો કોઇ પ્રસંગ બને જેમાં, બમણો વધેલો જોઉં રાગ,
વિવેક વિલાવે રે, મેળવ્યો હોય જે મર ને મથી; તોડાને૦
કર્મસત્તાઆગળ નવ ચાલે, દુર્બળ જીવનું જોર.
સહાય થવા મુજને કર ગ્રહીને, સત્વર શસ્ત્ર કઠોર,
છિન્નભિન્ન કરજો રે, સૂક્ષ્મકર્મની એ ગ્રંથિ; તોડાને૦

પ્રમીલાબહેન.

## આંસદ્‌ગુરુપદેશ.

પદ. ૩૨ ( હું થનગન નાચું, એ લય. )

મુજ વહાલાંઓને દઉં છું મુજ વહાલાનો સન્દેશ,
દેહાસક્તિ ત્યજી જગે વસવું, જગતને જાણી વિદેશઃ
એ વહાલાનો સન્દેશ૦
જાળવવી ચિત્તની સર્વદા, પ્રસન્નતા સવિશેષઃ એ૦
આ વ્યવહારે રહ્યાં છતાંએ, ત્યજવો ન પ્રભુઆશ્લેષઃ[1] એ૦
લૌકિક સુખ દુઃખ ભોગવવાં ધરી, વિરાગનો ઉદ્દેશઃ એ૦
મનના બળને હણવા કરવો, દષ્ટાપદમાં પ્રવેશઃ એ૦
સમાધાનમાં સ્થાપ્યા કરવી, વૃત્તિ ત્યજી આવેશઃ એ૦
અનાગ્રહી રહેવું સંસારે, જાણી જૂઠો વેષઃ એ૦
ઇષ્ટિતત્ત્વની ધારણાથી જોવો, વ્યાપક સર્વ પ્રદેશઃ એ૦
"ઇષ્ટસ્મરણ કરતાં આનંદમાં, રહેશો ભાઈ ! હમેશ": એ૦

—:o:—

## જીવને કર્તવ્યોપદેશ.

પદ ૩૩ ( હું હું ચેલો નૃસિંહ ગુરુનો—એ લય. )

જીવ ! તું બનીને વાદી હાવે, વૃત્તિનાગણી વશ કરજે,
વશ તું કરજે, વિષને હરજે, અદ્‌ભુત બળ વાપરજે,
પછી કોથળીમાં રાખી ફરજે, કદી કદી કરમાં ધરજે; જીવ૦
સ્વાધીન નાગણી રાખી રમાડવાને બહિર ફેરવજે,
તુજ ઇચ્છાસમ ખેલ કરાવી, આનંદને ભોગવજે; જીવ૦
રમતાં રાખજે સાવધતા, તને જીતે ન એ, તું જીતજે,
તુજ ઇચ્છાએ પેસે નીકળે, તો તું લહીશ છે હિત જે; જીવ૦

---

[1] સંયોગ.

થવું વાદી સાચા આ વિશ્વે, એમાં ન અચરૂં ગણજે,
મંત્રબળે બની બલિષ્ઠ વાદી, વૃત્તિનો ભય હણજે; જીવ૦
વશિષ્ઠ જનકાદિસમ વાદી, થઇ અભયે ઝટ ઠરજે,
કૃષ્ણસમો બની વૃત્તિનાગણી, નાથી ત્રિભુવન ફરજે; જીવ૦
વિદ્યાત્મકસુવિચારમહુઅરે, વૃત્તિને ડોલવજે,
ગુરુકરુણાથી *ગારુડી થઇને, ત્રિલોક જય બોલવજે; જીવ૦

શ્રી જ૦ દેવી.

## जीवननावने संरक्षणा श्रीइष्टने आर्द्र अभ्यर्थना,

પદ ૩૪ ( આપસ્મરણ લાગે વહાલું, એ લય. )

નાવ ડોલંડોલ થાતું, હો નાથ ! મુજ, નાવ ડોલંડોલ થાતું,
ક્યાંહિ ન તીર લહાતું; હો નાથ મુજ૦
કાળાં કર્મોરૂપ વાદળનું દળ, આકાશે કાળું છવાતું,
'હું ફળ આપું' 'હું ફળ આપું,' એમ ગડગડાટે શુણાતું; હો નાથ૦
નીચે ઉછાળા મારતું મોહનું, જળ પણ કાળું ભળાતું,
જીવનનાવના અંતરમાંહિ, પળપળે આવી ભરાતું; હો નાથ૦
આ ડુબ્યું આ ડુબ્યું એવા, ભાવથી મન ગભરાતું,
નાવનો આદિ અંત જુએ તો, ભયથી ભરેલું દેખાતું; હો નાથ૦
કર્યું કારવ્યું તે સઉ આંખઆગળ, આ ક્ષણ તરતું જણાતું,
પ્રબળ સુકર્મ ન એક જોતો, જે હોય નાવડાને સ્હાતું; હો નાથ૦
આવા અવસરે આપવિના કોણ, રક્ષવા આવે ધાતું,
રક્ષો રક્ષો રક્ષો સવેળા, યાચું ચરણે મૂકી માથું; હો નાથ૦

## आत्मावेश प्रकटाववा उपदेश.

પદ ૩૫ ( ઝુલો મમ જીવનનિધાન, એ લય. )

અનુપમ આત્માવેશ, લાવોને આજ; અનુપમ૦

* વાદી.

જેમાં સહજે સ્પષ્ટ શુણાયે, આત્માનો સન્દેશ,
આત્માના પ્રકટે સ્વાભાવિક, ધર્મ અશેષ વિશેષ; લાવોને૦
આત્માના ભાવે ઉભરાયે, મનબુદ્ધિના પ્રદેશ,
જેના અપ્રાકૃતિક બલોથી, શોભે માનવવેષ; લાવોને૦
એવો આત્માવેષ સ્ફુરાવો, ફરી નવ થાય વિશ્લેષ,
પરમાનન્દ પ્રવર્તે અંતર્, હણી ભય ચિન્તા ક્લેશ; લાવોને૦
વજ્રઘાત થાયે પણ હું આત્મા ન ભૂલાયે લેશ,
બળથી ખોસે જીવત્વનું ચિન્તન, પણ જ્યાં ન પામે પ્રવેશ; લાવોને૦
આત્માવેશવડે અણુઅણુમાં, જગવો બળ સવિશેષ,
જેથી મહામુક્ત મસ્ત બનીને, ગાજે ગગને હમેશ; લાવોને૦

---

## તત્ત્વજ્ઞાનીની ઉક્તિ,

પદ ૩૬ (અમારા સદ્ગુરુકાજે—એ લય.)

અમે તો જ્ઞાનના યોગી, જગતનું સઉ અમે છોડયું,
નિરન્તર તત્ત્વની સાથે, અખંડિત ચિત્તને જોડયું.
ક્ષણે યોગી, ક્ષણે ત્યાગી, ક્ષણે ભોગી થઇ ફરીએ,
અમારૂં રૂપ છે ન્યારૂં, અહં નિર્મૂલ કરી મોડયું; અમે૦
નથી જગની હવે પરવા, ભલે ફરીએ જગે નિત્યે,
ન ઇચ્છા કાર્ય કે ફલની, સકલ આ કર્મબલ તોડયું; અમે૦
અમે ઉપદેશની છઇએ, સજીવન આકૃતિ વિશ્વે,
ઉપરથી દેખવા પૂરતું, અવિદ્યાચર્મ છે ઓઢયું; અમે૦
પરન્તુ જ્ઞાનદષ્ટિને, અમારૂં રૂપ નથી છૂપું,
જ્ઞાની એક જાણી શકતા શું અમે ગ્રહ્યું ને શું તરછોડયું; અમે૦
નિજાનન્દે અમે છઇએ, સદાએ મસ્ત બહિરંતર,
મગ્ન છે સર્વમાં મન આ, રહે જ્યાં બ્રહ્મમાં પોઢયું; અમે૦

શ્રી જ૦ દેવી.

## સર્વ સમયમાં ઉપાસ્યથી સંલગ્ન રહેનાર વૃત્તિના ભાવો.

પદ ૩૭ ( આવો આવો હૃદય નાથ, એ લય. )

પેલા પેલા દૂર દૂર ઉભા મુજ હૈયાના હાર,
હૈયાના, અહિંયાના, તહિંયાના, સદાના,
એતો મુજ જન્મોજન્મકેરા જીવનના આધાર; પેલા૦
દૂર દિસે પણ મુજને, આકર્ષે છે પાસ,
નિજ હૈયામાં પણ કદી–કદી મુજ કરે સમાસ;
સ્વેચ્છાથી કાઢી મને કદી બ્હાર,
ફેંકે દડો જેમ નભની મોઝાર,
ફેંકી દે ગાઉ હજાર; પેલા૦
પણ હું તો પાછો વળી, ઉતરૂં ત્યાંનો ત્યાં જ,
ત્યાં તત્પર જોઉં એમને, મુજને ઝીલવા કાજ;
એ તો ખેલાડી ને હું ખેલનાર,
મુજને રમાડીને રીઝે અપાર,
હુંએ એથી રીઝનાર; પેલા૦
દૂર જાઉં કે નિકટ હોઉં, પણ એના અભિમુખ,
મુજ સંમુખ એ પણ રહે, ત્યાં પછી કોને દુઃખ;
ભેદ ટળી વળી કોઈક વાર,
એમાં હું ને હુંમાં એ ભળનાર,
સન્દેશો ને જેમ તાર; પેલા૦

---

## ન બનશો–મનવૃત્તિના દાસ.

પદ ૩૮ ( કોઈ જિહ્વાને સ્વચ્છંદી કરશો ન લેશ, એ લય )

કોઇ બનશો કદી ના મનવૃત્તિના દાસ,
કોઇ અણધારી ક્ષણમાં તે કરશે ઉદાસ, કોઇ૦
ભૂલી આત્મસ્વાતંત્ર્ય બન્યા મનના ગુલામ,

તેના હાલ શા થયા તે જુઓ ઠામઠામ,
મને નચાવીને નાચ, કેવો દીધો છે ત્રાસ; કો૦
સર્વ યત્ને સાધી લેજો આત્મસ્વાતંત્ર્ય,
જેમાં મનબુદ્ધ્યાદિ ન રચે મિથ્યા કો તંત્ર,
(જેથી) સાધે આત્માવિણુ ધાંચ, જીવનઉન્નતિપ્રવાસ; કો૦
આત્મસ્વાતંત્ર્ય ખોશો ના વિશ્વે લગાર,
આત્મ-આધીન રાખો અન્તઃકરણો ચાર,
જેથી આવે ન આંચ, સહજ થાયે વિકાસ; કો૦

શ્રી જ૦ દવી.

---

## जीव तथा ईशपक्षीनो अभेद संबंध.

પદ ૩૯ ( અમે તો એક ઝાડની ડાળ. એ. લય. )

અમે બે એક બીજાનાં મિત્ર,
સંયોગી બની દેહવૃક્ષપર, અમે ઉભય સંસ્થિત; અમે૦
એક આંખ ના જુએ બિજીને, યદ્યપિ સન્નિહિત,
તદ્દત્ નિકટ છતાં પણ થઇએ ન, એક બિજાને પ્રતીત;
છતાં અમે એક બિજાના મિત્ર,
એકનું 'પક્ષી' નામ ખાય ફલ, ક્રિયમણ સંચિત,
અન્યનું નામ છે 'સાક્ષી' જે છે, ફલભોગેચ્છા રહિત; છતાં૦
ફલભક્ષી જીવપક્ષી નિરંતર, રહે છે શોકાન્વિત,
સાક્ષી ફલનો અભક્ષી રહીને, સિદ્ધ જુએ નિજ હિત; છતાં૦
વ્યવહારે વિહરતું જીવપક્ષી, આસક્તિથી અતીત,
બનતાં, શોકથી છૂટી થાય આ-ત્માનું અનુગ્રહીત; અમે૦
ઉપાધિભેદથી ભિન્ન સરીખાં, અમ બંનેનાં ચરિત,
ઉપાધિરહિત થતાં તો બને, એક જ વસ્તુપ્રણીત; અમે૦

---

# મેં

પદ ૪૦ ( સાધો આજ મૂંધે—એ લય. )

સબમેં મેં બસ દુજા ન કોઇ,
મેં મે મેં મેં મેં મેંરી, બસ૦
જો કુછ હે સો મેંહિ નિરંતર,
મેરે સીવા કોઉભી બહિરંતર——
હુવા ન હોગા ન હેં હેં હેં હેં હેં હેં રી,
સબમેં મેંહી રહા સોહી; સબમેં૦
પરમ મૂલ્યમય હો યા અતિતુચ્છ,
રૂપારૂપ ગુણાગુણ જો કુછ,——
દેખત હેં યે નેનં નેનં નેનં રી,
બસ વોહી મેં વાહી. સબમેં૦



## अर्थसिद्धिसूचक जयनाद.

પદ ૪૧ ( ધરવુ વિષયનું શું ધ્યાન, એ લય. )

બોલો ઉમળકે ગુરુરાજ, જય જય.
સાધકબન્ધુસમાજ; જય જય.
ગુરુકૃપાબિલથી, સાધનકલથી,
સુસિદ્ધ કીધાં કાજ; જય જય.
ભવતણાં તાપણાં, શમી ગયાં આપણાં,
રંક મટી બન્યા રાજ; જય જય.
આપણુ પ્રવાસી, કરી ગુરુને ખલાસી,
સ્વરૂપકીનારે આણ્યાં ઝાઝ; જય જય.
ગુરુ ગુરુ કહીને, તડાક દઇને,
તોડી જીવત્વની પાજ; જય જય.
ચઢી અનભયગઢ, ગડ ગડ ગડ ગડ,
ડંકા વગાડી દીધા આજ; જય જય.
લક્ષ્યને વીંધ્યાં, આવીને લીધાં—
લીધાં સચ્ચિતિસામ્રાજ્ય; જય જય.

---

## સાધનસમારંભમાં સાધકોએ પાલન કરવાના નિયમો:

૧ પ્રાતઃકાળે પાંચ વાગતાં ઘંટ થતાં ઉઠવું અને સ્નાન આદિથી પરવારી સાત વાગતાં સંયમ માટે નિશ્ચય કરેલા સ્થળે બેસી જવું.

૨ સાતથી અગીયાર વાગતાસુધી પ્રત્યેક સાધકે પોતપોતાને ખાસ જપ, પ્રાણાયામ, ધારણા, ધ્યાન વગેરે સંયમની ક્રિયાઓ કરવી.

૩ કોઇ પણ સાધકે બીજા સાધકોને વિક્ષેપ થાય એવી કોઈ પણ ક્રિયા સંયમના સ્થાનમાં કરવી નહિ. તે સ્થાનમાંથી વારંવાર જા આવ કરવી નહિ.

૪ સમારંભમાં જેઓએ નાની ઉમરનાં બાળકોને આણ્યાં હોય તેમણે તે બાળકો સંયમમાં કોઇને કોઇ જાતનો વિક્ષેપ ન કરે તેવી વ્યવસ્થા રાખવી. તેમ ન થતાં બાળકોથી થતા દોષોના જવાબદાર તેમના વડિલોને જ ગણવામાં આવશે.

૫ અગીયાર વાગતાં પ્રાતઃકાળના સંયમની સમાપ્તિ થયે સાધકોએ, આરતી થતાં સુધી પોતાના આસનનો પરિત્યાગ કરવો નહિ.

૬ આરતી થઇ રહ્યા પછી સ્નાન કરવા ઇચ્છનાર સાધકોએ સ્નાન કરવા જવું. અને જણાવવામાં આવે તે સમયે ભોજનશાળામાં હાજર થવું. જેઓ વિલંબે હાજર થશે તેમની ભોજનમાટે બીજી પંક્તિમાં વ્યવસ્થા થશે.

૭ સાંજે પાંચ વાગે પુનઃ સ્નાનની ઇચ્છા હોય તેમણે સ્નાન માટે જવું અને સાતસુધીમાં સંધ્યા વગેરેથી પરવારી વ્યાખ્યાન મંડપમાં હાજર થવું.

૮ સાંજે સાતથી આઠસુધી થનારાં અથવા અન્ય નિશ્ચય કરવામાં આવનાર સમયે થનારાં વ્યાખ્યાનોમાં સાધકના ધર્મને અનુસરી ભાગ લેવો.

૯ આઠથી સાડાનવસુધી કીર્તનના આનંદમાં ભાગ લેવો.

૧૦ દશ વાગે પ્રત્યેક સાધકે સુઇ જવું. જેમને વહેલી નિંદ આવતી હોય તેમણે સુતા સુતા જપ કરવા; પરંતુ વાતો કરી બીજાની નિદ્રામાં વિક્ષેપ ન કરવો.

૧૧ સંયમદિવસના સમયમાં સાધકોએ બનતાસુધી વ્યાવહારિક વાતો નહિ કરવી, પરંતુ સંયમને પોષક વાતો કરવી, નહિ તો મૌન, જપ, સદ્વિચાર આદિનું સેવન કરવું.

૧૨ આ નિયમોનો જાણી જોઇને ભંગ કરનાર સાધકોને સમારંભમાં ભાગ લેવાના અનધિકારી ગણવામાં આવશે.